वन्दे मातरम् ॥

# અસહકાર કીર્તન

સંગ્રહ કરી છપાવનાર,

ડાહ્યાભાઇ બાંમરભાઇ પટેલ.
રત્નદીપક ઓફિસ—નડીઆદ.

પ્રત ૧૦૦૦૦ આવૃત્તી ૧ લી.
ઈ. સ. ૧૯૨૧ વિ. સં. ૧૯૭૭

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કર્સ લીમીટેડમાં
કનૈયાલાલ મણીલાલ જાનીએ છાપ્યું.
પાંચકુવા પાસે કોટની રાંગ—અમદાવાદ

કિં. રૂ. ૦-૨-૦

/136
૮૨૪૭

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજ...ી કોપીરાઈટ સંગ્રહ

દાન આપવાનું સુપાત્ર સ્થાન !!

# હિંદુ અનાથ આશ્રમ

# નડીઆદ.

દરેક જાતનાં દાન લેવાય છે દરેક દાનની પાવતી મળે છે. તમામ હિંદુ જાતીનાં બાળક બચાવાય છે જુઓ. ઈશ્વરે આપ્યું હોય તો દાન કરવાના દરેક પ્રસંગે ફુલ નહિ ન ફુલ——પાંખડી દાન મોકલી આપણા હિંદુ અનાથ ભાંડુઓને બચાવશો.

આ અનાથશ્રમ તમામ કોમનાં ૧૧૫ નાંના મોટાં અને અશક્ત અપંગોનું વર્ણ વ્યવસ્થા પ્રમાણે [illegible] પોષણ કરે છે નાનાં બાળકો ત્યજાએલાં ઉછેરાય છે

દયા લાવી દાન મોકલી રીપોર્ટ મંગાવો લખો.

**મંત્રી હિંદુ અનાથ આશ્રમ નડીઆદ.**

# અસહકાર કીર્તન.

## માતૃ વંદના.

હે માતૃભુમિ તેરે, ચરણોમેં શીર નમાઊ,
મેં ભક્તિ ભેટ અપની, તેરે શરણમે લાઉં, હે માતૃ.
માથે પે તુહો ચંદન, છાતીપે તુંહો માલા,
જીહ્વાપે ગીત તું હો, મે તેરા નામ ગાઉ. હે માતૃ.
જીસસેં સુપુત ઉપજે, શ્રી રામ કૃષ્ણ જેસે,
ઉસ તેરી ધુલીકો, નીજ શીશપેં ચઢાઉ. હે માતૃ.
માની સમુદ્ર જીસકી, ધુલીકા પાન કરકે
કર્તાહે ગાન તેરા, ઉસ પૈરકો મનાઉ. હે માતૃ.
વેદેશ માનવાલે, ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુઝ કા હી એકપાઉ. હે માતૃ.
સેવા મે તેરી સારે, ભેદોકો ભુલ જાઉ,
વહ પુન્ય નામ તેરા, પ્રતિદિન સુનું સુનાઉ. હે માતૃ.
તેરે હી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં
મન ઓર દેહ તુઝપર, બલીદાનમેં ચઢાઉં. હે માતૃ.

ઇન્દ્ર

# ગુલામખાનાં

ગુલામી કારખાનાં છે, તમારી તો નીશાળો આ,
ગુલામો પાકતા એમાં, પરાધીન દેશને કરવા. ૧

ગુલામી જ્ઞાન પામીને, થશો હથીયાર દુશ્મનનાઃ
કતલ તમ હાથથી થાશે, તમારા દેશના હીરા. ૨

પરાધિનતા તણી સાંકળ, મહીં છે માત જકડાઈ,
બનો ના આંકડા તેના, તમારા હાથથી ભાઇ. ૩

થશો ના પાપના ભાગી, જુલમગાર રાજ્ય પોષીને,
થશો ના દેશના દ્રોહી, ગુલામીમાં પડી રહીને. ૪

તમે થઇ રામના પુત્રો, વસો કેમ રાજ્ય રાવણમાં,
સીતા માતા લડી લાવો, પડો યાહોમ કરી રણમાં. ૫

તમારી દ્રૌપદી કેરાં, દુઃશાસન વસ્ત્ર ખેંચે છે,
હસે કૌરવ સભા આખી, રહ્યા શું બાયલા બેસી. ૬

પ્રતિદિન ચાર જોજનનો, ચલાવ્યા ચાબુકો મારી,
સલામી ગુની.યન જેકે, ભરાવી તે અથા ભૂલી. ૭

ગયો પંજાબનો વારો, હવે વારો તમારો છે,
દીપાવો દુધ માતાનુ, મગર મારો તમારો છે. ૮

ગુલામીને સલામી દઇ, બનો સૈનિક રહમે શુરા,
પડો રણ યજ્ઞમાં કુદી, જુઓ રણતુર વાગે આ. ૯

તમારૂ યુદ્ધ શાન્તીનું, નીહાળે દેશ આખો આ,
બની બહાદુર ભરો પગલુ, નમજાન્તે પડો પાછા. ૧૦
અરે કેસર ભીના વીરા, તમારૂ યુધ્ધ આ જોવા,
તમારા પૂર્વજો સ્વર્ગે, લઇ વિમાન કે આવ્યા. ૧૧

ચંદુલાલ દેસાઇ.



# રેંટીઆ સ્તોત્ર.

પ્રાચિન અમ્હારા દેશમાં, ઉદ્યોગ ગૃહનો રેંટીયો,
ઘરઘર ફરી જાગૃત કરો, પાછો મુકેલો રેંટીયો.
જેટલા આંટા તમારા, હાથ ફરશે રેંટીયો,
તેટલુ સ્વરાજ્ય પાસે, લાવશે આ રેંટીયો—૧
મૃતપ્રાય ભારત દેશનું, છે એક અમૃત રેંટીયો,
ભારત તણા સૌ રોગનું, છે એક ઔષધ રેંટીયો
લાખો નીરાશાની મહીં, આશા કિરણ છે રેંટીયો.
ભારત તિમિરદળ ભેદીને, ચમકી રહ્યો છે રેંટીયો—૨
સ્વરાજ્યને સ્વતંત્રતાની દિવ્ય વિણા રેંટીયો,
અમૃત સમા મીઠા સુરો, રેડી રહ્યો છે રેંટીયો.
મશગુલ થઈ એ સુરમાં, જન ફેરવો આ રેંટીયો,
ઉદ્ધાર કરશે હિન્દનો, જે હાથ ફરશે રેંટીયો—૩

સ્વધર્મની સેવા તણી છે, ભવ્ય મૂર્તિ રેંટીયો,
મંદીરને મસજીદમાં, પધરાવજો સૌ રેંટીયો.
સાઠકોટી દ્રવ્યનો, રક્ષક પિતા છે રેંટીયો,
દુષ્કાળનો પણ કાળ છે, આ કાળ ભરતો રેંટીયો.--૪
ભૂખ્યાં કરોડો ભાન્ડુની છે, અન્ન પૂર્ણા રેંટીયો,
ટાઢે થથરતાં રંકજનની. વસ્ત્ર પૂર્ણા રેંટીયો.
પંજાબને ખાલીફ્રાતની છે. ન્યાય પુર્ણા રેંટીયો,
આ શસ્ત્ર હિન પ્રજા તણી છે. શસ્ત્ર પુર્ણ રેંટીયો—૫
અસહકાર કેરા યુદ્ધમાં, આયુધ અમારૂં રેંટીયો.
ચક્ર સુદર્શન સમો, રમરમ ફરંતો રેંટીયો
બની કૃષ્ણવીર તનુ ભારતનાં ચાલુ કરો આ રેંટીયો.
કુરૂક્ષેત્રમાં કૌરવદળો, થરકાવસે આ રેંટીયો—૬
રામની સેના તણો, હનુમાન છે આ રેંટીયો,
લંકા સમી લંડન પ્રજાળી, ખાખ કરશે રેંટીયો.
લાજ લે કેશર તણી. લુંટાવશે આ રેંટીયો,
માન માન્ચેસ્ટર તણાં મુકાવશે આ રેંટીયો.
આંગ્લ અસુર ભેદીને, ત્યાં ઘુમશે આ રેંટીયો,
રાવણ રીપુરણ રોળી. સીતા લાવશે આ રેંટીયો.—૭
કળીકાળમાં ભગવાનનો અવતાર છે આ રેંટીયો,
સંહારવા અધર્મને ઉત્પન્ન થયો છે રેંટીયો;
પારસી તો પા રૂષી આખો રૂષી છે રેંટીયો.
શ્વેત ઉપવીત ધારી વદતો વેદ મંત્રો રેંટીયો,

ચેતન ફુવારા દેશમાં ઉરાડતો આ રેંટીયો,
મરૂ ભૂમીને રસબસ કરી ફળદ્રુપ કરતો રેંટીયો.
ગુંજાર કરતો ભૃંગ સમ મુખ કંજરમણી છે રેંટીયો,
મુખ કમળ દળ રસ ચુસીને ઘેલો બન્યો છે રેંટીયો;
કોમળ કમળ દળ લુબ્ધ થઇ જે કેદી બનતો રેંટીયો,
તે વાંસનાં જાડાં પડો છેદી નીકળતો રેંટીયો.
જડકાષ્ટનો જોકે બનેલો દીસતો આ રેંટીયો,
ચેતન થકી ભરપુર ને જીવંત છે આ રેંટીયો;
ખાયે નહિ પીયે નહિ, સુવે નહિ આ રેંટીયો.
થાકે નહિ થોભે નહિને કામ આપે રેંટીયો,
માનસરવરનો મોતી ચરતો હંસલો આ રેંટીયો;
થાતાં પ્રસન કણુ મોતીના દેશે જગતને રેંટીયો.
ધન્ય છે તે હાથને જે ફેરવે આ રેંટીયો,
ધન્ય છે તે ભગજને જેણે રચ્યો આ રેંટીયો;
ધન્ય છે તે કાષ્ટને જેનો બને છે રેંટીયો.
ધન્ય તે સુથારને હેતે ઘડે જે રેંટીયો,
કવીઓ તમારા કવનમાં કવજો હવે આ રેંટીયો;
વક્તુત્વમાં વકતા અહો વીકસાવજો આ રેંટીયો.
ગરબા મહી બ્હેનો તમે ગાજો હવે આ રેંટીયો,
ભજનો મહી ભકતો તમે લલકારજો આ રેંટીયો;
શાળા મહી ઈનામમાં હવે આપજો આ રેંટીયો.

નાતો તણાં લેખાં મહી હવે જોડું ચલે આ રેંટીયો,
પંજાબ કન્યાદાનમાં જેમ પુત્રીને દે રેંટીયો,
ત્યમ અન્ય પ્રાન્તો હિન્દના દ્યા કન્યકાને રેંટીયો.
સ્વરાજ્યના નીશાનમાં ચીતરાવજો આ રેંટીયો,
આત્મ શુદ્ધીનો અલૈકિક મંત્ર મોંઘો રેંટીયો.
ગાવે ફકીરા પદ મહી કે છે પર્વોતર રેંટીયો.
ગાંધી લખે 'નવજીવન'માં કે સ્વર્ગ ચાવી રેંટીયો,
ખાતાં પીતાં સુતાં અને વળી સ્વપ્નમાંહી રેંટીયો;
રટણ કરજો રાતદીન બસ રેંટીયો ને રેંટીયો.
પ્રત ગામડે પ્રતિ ઝુંપડે દાખલ કરો આ રેંટીયો,
પ્રાચીન અમારા દેશમાં ઉદ્યોગ મહેનો રેંટીયો.
જે ગાય સુણે સ્તોત્ર યાને ફેરવે વળી રેંટીયો.
વાસો થશે વૈકુંઠમાં છે વેદ વાકયમ રેંટીયો,

ચંદુલાલ દેસાઇ.



# ખાદી.

મલમલ તણાં ઝીણાં સદા, જે વસ્ત્ર અંગે પ્હેરતા,
તે ખાદી ખડબચડી પ્હેરી, આજે દીસે વિચરતા.
વિદેશી વસ્ત્રોની મહી, જે નારીઓ મશગુલ રહે,
તે આજ સાડી ખાદીની, પ્હેરી અને મગરૂર બને.—૧

પુર્વે હતી જે ગ્રામ્યતા, ખાદી તણાં વસ્ત્રો મહી,
પલટાઇ જાતાં ભાવના, તે આજ ચાલી છે ગઈ.
આજે હવે તો કુલિનતાને, ખાનદાની ખાદીમાં,
આજે હવે તો શરમના, સૌન્દર્ય દીસે ખાદીમાં.

ચંદુલાલ દેસાઇ.



## ઐકયતા.

ભલો હો ભિન્ન ભિન્ન અભિધાન.
એક દેહના ભાગ અમે. બે હિંદુ—મુસલમાન ભલે.
દ્વેષ ભાવનું નામ કહો કયાં જ્યાં છે સર્વ સમાન
ઇશ્વર એકજ નામ ભિન્ન છે. રામ અને રહેમાન
સૌ ધર્મોનું એજ ફરમાન સ્નેહનું કરો સદા સન્માન ભલે.
વેદ કુરાન તણાં જે ચાલે સ્વતંત્ર ધર્મ વિધાન
હિંદુ મુસ્લમા છતાં અમારો સ્વદેશ હિન્દુસ્થાન
અમે એકજ માનાં સંતાન અમારૂં બંધુ ભાવમાં ધ્યાન ભલે.
મસ્તર મદીરા તજી કરીશું સ્નેહ સુધાનું પાન.
સુખે દુખે એકત્ર રહીને મેળવશું મહીમાંન.
ભીન્નતા હરનારી છે પ્રાણ,
ઐકયતા કરનારી કલ્યાણ. ભલે.

બાબર

અમે તો ભરત ભૂમિના બાળ અમોને કેવળ એ પર વ્હાલ
નિરંતર કેવળ એ પર વ્હાલ. ધ્રુ.
સ્વર્ગ સમીપર ભૂમિ સુંદર ભલે રસમાં રમનાર.
અમ અંતરમાં એને તે જે પળભર નહિ ચમત્કાર. અમેતો
રંક ભલે રહી માત અમારી તદાપિ તે અમ પ્રાણ
હૈયા ગેલ સહુણા દેતી. શીખવે ઉન્નતગાન અમે તો.
અવર ભુમીની ભુરકીમાં નહિ ભરત અમે ભુલનાર
પર માતાના લાડ લુખેરા તે શું દુઃખ દળનાર અમે તો.
અનેક વૃત કંઇ અમ ઉજવીશું. ઝગતા સુર ઝમકાર
ઉષાસમી બધી ભારત હસાવી જગાવીશું જયકાર. અમે તો.
ખબરદાર

---

# મુકતી વિણા.

મધુર વિણા સુનાવે આજ દેવી ભારતી માતા,
નાદે સૌ ધવાતા લુબ્ધ બધા આઝા દીને ન્હાતા;
નિરાશાનું ભયાનક ભુત બધાંના દીલને પીડે.
તજ્યા ભણુકાર એ ભુડા બધા આશા ભર્યા હીડે,
લલાટે હાથ નાખીને હુજારો વર્ષથી બેઠા;
ભગીરથ યજ્ઞ આ માડી ઉચરીએ કેમ દીનતાને;
કે જ્યારે પ્રેમથી માતા સુણાવે મુકતી વિણાને.

---

૯૨૫૦

# ખાદીનો પોશાક.

નિર્મળ અને નિર્દોષ સાદો ખાદીનો પોશાક છે,
લાખો જનોનો રોટલો, આ ખાદીનો પોષાક છે.
અધીકારીઓને ખુંચતો, આ ખાદીનો પોષાક છે,
યુનીફોર્મ ગાંધી સૈન્યનો, આ ખાદીનો પોષાક છે.
સ્વરાજ્યના ફકીરો તણો, આ ખાદીનો પોષાક છે,
જેલ જીવન સ્મરણરૂપ, આ ખાદીનો પોષાક છે.
હરીફ માનચેસ્ટર તણો, આ ખાદીનો પોષાક છે,
સરકારને અકળાવતો, આ ખાદીનો પોષાક છે. ૨

ચંદુલાલ દેસાઇ.



# વકીલોને

ગજવતા જે સભાઓને, વકીલો ક્યાં ગયા નાશી,
ભલા સંતાઈ ક્યાં બેઠા? બધી દુનીયા કરે હાંસી. ૧
ગરજતા સિંહની પેઠે, શીયાળો ક્યમ થઇ બેઠા?
તમે ફરતા અધર ઉંચા, લપાયા કયમ હુવે હેઠા? ૨
તમે કુંકાશને કજીયા, વધારી દેશમાં દીધા,
ગરીબ ભોળા અસીલોને, ચુસી ચુસી કુચા કીધા. ૩
તમે તો દેશનુ નેતૃત્વ, લઈને રોજ ફરતાતા,
જરા મોઢું બતાવોને, ફરો છો કેમ શરમાતા. ૪

પરાયાં છોકરાં પકડી. જતિ કરતા તમે પ્રાંતે,
જતી થાવો તમે પોતે, મગર ફુરજો ફ્રીકે મ્હેરે. ૫

ચડી જા શુળીએ બેટા, તણા દહાડા ગયા ચાલી,
હુવે મેદાનમાં આવો. તમારી વારી છે આવી. ૬

તમારૂ પાણી બતલાવો, તમારૂ શૌર્ય ઝળકાવો,
ફરી યાહોમ ઝુકાવો, મળે અવસર નહિ આવો. ૭

મુકો પ્રેકટીસમાં પુળો, ટળો કોર્ટો તણા ચુરો,
પરાધીન હિન્દમાતાને, પડેલી બેડીઓ તોડો. ૮

પુકારે ભારતીમાતા, જુલમગર રાજ્ય ના પોષો,
તમારા પેટના માટે, ન આખા દેશને રેંસો. ૯

પ્રજા દ્રોહી પ્રભુ દ્રોહી, થતાં દીલ કંઈ વિચારો તો,
લગાવી કોર્ટને તાળાં, લવદી પંચ કહાડોને. ૧૦

વકીલો વેશીયા જેવા. એ કહેવત એ ખરી પાડો,
ખુદાને દેશની ખાતર, તજી પ્રેકટીસ અહિં આવો. ૧૧

ગજવતા જયમ સભા પૂર્વે, ફરી તેવી ગજાવોને,
કરીને આત્મનું બલિદાન, સુતેલો દેશ જગાવોને. ૧૨

ચંદુલાલ દેસાઈ.

## ગીતિ વૃત્ત.

રાજન પૂર્વે રીઝે, પ્રસન્ન થઈને હસ્ત શીરે સ્થાપે,
ગામ ગીરાસને આપી, સાત પેઢીના દળદરને કાપે.
એ. બી સી. ડી માંથી આજ હુવે બે ત્રણ અક્ષર આપે
ભૂખ કદી જો લાગે, બચકાં ભરવા કામ ન તે આવે.

ચંદુલાલ દેસાઈ.

# ખીતાબો

અહો પુતળાં ખુશામતનાં, ખી ાબો ખાડમાં નાંખો,
લુંટાયે માનની લજ્જા, ખીતાબો ખાડના નાંખો. ૧
જશો ટાઈટલ તણી કીંમત, પ્રજામાં એક કોડીની,
હવે ઉતરી ગયાં પાણી, ખીતાબો ખાડમાં નાંખો. ૨
કરે સરકાર જેને 'સર,' પ્રજા તેને જ ગણતી ખર,
જમાના આ જુદો આવ્યો, ખીતાબો ખાડમાં નાખો. ૩
જુઓ પંજાબમાં જાલીમ, જુલમ કેવો કીધો રાજ્યે
ચલાવી લોહીની નીકો, ખીતાબો ખાડમા નાંખો. ૪
તુર્કી તણા ટુકડા, બધાં ગીધડાં ગયાં ખાઈ.
ાલમીન હા રડે એથી, ખીતાબો ખાડમાં નાખો. ૫
મળ્યા હિન્દુ મુસલમાનો, ઘણા વર્ષે ફરી પાછા,
ભલા તેની ખુશાલીમાં, ખીતાબો ખાડમાં નાખો. ૬
હજારો ગાયનું રક્ષણ, કર્યું ઇદમાં મુસલમાને,
અહા તેના સ્મરણ ખાતર, ખીતાબો ખાડમાં નાખો. ૭
થવા પંજાબને ખલીફાતનો ઇન્સાફ આલમમાં
કહે કોંગ્રેસ પોકારી, ખીતાબો ખાડમાં નાંખો. ૮

ચંદુલાલ દેસાઇ.

# થા દીલગીર તું હિંદુસ્થાન.

ઝેર વધ્યાં ને વેર વધ્યાં વળી કાળા કેર વધ્યા કરનાર,
પર નાતીલા જાતીલાથી, કુસંપમાં ચાલે સંસાર;
દેખ બિચારા ગરીબનો પણ, પોલીસ જાતાં પકડે કાન,
એ અપકાર ગણી બ્રીટનનો, થા દીલગીર તું હિંદુસ્થાન.
રાજ્ય જુલમનું આજ ગણાયું, લાજ ઘટી બ્રીટનની લેખ,
ધાડ પાડુ ને ચોર વધ્યા બહુ. જોર ઠગાનું મોટું દેખ;
ચીઝની કરતાં ઝુલમી ઝાઝા, તૈમૂર કરતાં બહુ તોફાન,
એ અપકાર ગણી બ્રીટનનો, થા દીલગીર તું હિંદુસ્થાન.
ઝુલમી રાજાને બળ દેવા, ઓડવાયર આવ્યા અહીં ખ
મારસલ્લોથી નાશ ચલાવ્યો, ના થઇ તેની ખરી તપા..,
જુલમી ને માફી બક્ષીને, કર્યું ભારતનું અતી અપમાન,
એ અપકાર ગણી બ્રીટનનો, થા દીલગીર તું હિંદુસ્થાન.
ભારતજનને પેટે ચલાવી, નાક ઘસાવ્યાં ભોંયે આજ,
ડાયરના ઝાઝા ઝુલમથી, લુંટી અબળાઓની લાજ;
દોષીત ને નિરદોષીત કીધા, થયા અમલમાંહી ગુલતાન,
એ અપકાર ગણી બ્રિટનનો, થા દીલગીર તું હિંદુસ્થાન.
મન માન્યો મારસલ્લો ચલાવ્યો, જોર જુલમથી લીધા જાન.
કોઇ સ્થળે ઈન્સાફ ન દીઠો, ઘણું ઘટયું બ્રિટનનું માન·